# બટુકવીર

## :સેનાની શરૂઆત:



# બટુકવીરનો અભ્યાસક્રમ—

બટુકવીર થવા માટે બાળકની ઉમર ૭ થી ૧૨ સુધીની હોવી જોઈએ પણ જો બટુકશિક્ષકને એમ લાગે કે બાળકને બટુકશિક્ષણથી ફાયદો થાય એમ છે અને તે બટુકધર્મ જાણી શકે અને સમજી શકે એમ છે તો ન્હાની ઉમરના બાળકને પણ દાખલ કરી શકાય. બટુક શિક્ષકને ખાત્રી થાય કે તે બટુકની સલામ અને બટુકના ધર્મ બરોબર જાણે છે તોજ તેને નીચેની પ્રતિજ્ઞા લેવરાવી દિક્ષા આપવામાં આવે.

## બટુકવીરની પ્રતિજ્ઞા

હું પ્રતિજ્ઞા લઉં છું કેઃ—

૧ હું વિશ્વેશ, નરેશ અને દેશ પ્રત્યે વફાદાર રહેવા અને બટુકવીરના ધર્મોનું પાલન કરવા મારાથી બનતું કરીશ.

૨ રોજ કોઈને પણ મદદ કરવા મારાથી બનતું કરીશ.

## બટુકવીરના ધર્મ

૧ બટુકવીર-મોટાનું-બટુક શિક્ષકનું કહેવું માને છે.

૨ બટુકવીર સ્વેચ્છાપૂર્વક વર્તન કરતો નથી.

આ પછી તે કોમલપાદ ગણાય છે, અને તે બટુકવીરના ચાંદ અને પોશાક પહેરી શકે છે.

## એક તારક બટુક.

કોમલપાદ બટુકે એક તારક મેળવવા નીચેની બાબતો જાણવી જોઈએ.

૧ યુનીયન જેકની રચના અને તે કેમ ઉરાડવો.

૨ ખરી ગાંઠ, ચદ્દર ગાંઠ, ઘોડા ગાંઠ, અને માછીની ગાંઠ વગેરે ગાંઠો કેમ વાળવી અને તેના ઉપયોગ જાણવા. સફાઈથી અને ચોકસાઈથી પાર્સલ બાંધવું.

૩ ગુલાંટ ખાવી, પોતાના જેવડા બીજા છોકરા ઉપરથી કુદી જવું. અંગ્રેજી આંકડાની આકૃતિ ઉપર કુદવું. દશ વાર (યાર્ડ) દૂર ઉભેલો છોકરો છમાંથી ૪ વખત ઝીલી શકે તેમ ડાબા તથા જમણા હાથે દડો ફેંકવો તથા તેટલાજ અંતરથી ફેંકેલો દડો છ માંથી ૪ વખત ઝીલવો.

૪ ત્રીસ વખત બંને પગે દોરી કુદવી. ( પગલાંના આગલા ભાગ ઉપર ઢીંચણ જરા વાળીને ) અને

૮'×૫' ના માપની ત્રણ ચોપડીઓ માથા ઉપર સપાટ મુકીને ૧૦ વાર સીધા-ટટાર ચાલવું.

૫ પોતાના હાથ, પગ, મ્હોં ચોકખાં રાખવાં અને નખ સ્વચ્છ રાખવા અને કાપવા. વાળ અને દાંત સાફ રાખવા. તેમ કરવાનું કારણ શું તે જાણવું અને શા માટે નાકથી શ્વાસ લેવો તે જાણવું.

૬ ઘડીઆળ જોતાં આવડવું.

૭ બટુકવીર તરીકે ત્રણ માસનો અનુભવ.

સ્થાનિક મંડળ-એસોસીએશન-બટુકશિક્ષકની ભલામણથી કે સ્થાનિક મંડળ ન હોય ત્યાં સીનીયર કમીશ્નર મંજુર કરે, તે ચંદ્રક ડાબી બાજુએ કોટના ખીસા પર વા કાલરને છેડે પહેરી શકાય.

# : બટુકવીર :

## બટુક વીર એટલે કોણ ?

અત્યાર સુધીમાં 'બાલવીર' (બોયસ્કાઉટ) એ કોણ છે એ વિષે દરેકને ખ્યાલ આવી ગયો હશે. પરંતુ 'બટુકવીર' (વૂલ્ફકબ) કોને કહેવાય એ વિષેની તો થોડાઓનેજ માહીતી હશે. બટુકવીર એ બાલવીરનો નાનો ભાઈ છે. તેની ઉમર ૮ થી ૧૨ સુધીની હોવાથી તે ભવિષ્યમાં લાયક બાલવીર થવાની તૈયારી કરનારો શિશુવીર છે. સ્કાઉટીંગ-વીરવિદ્યાના આદ્યપ્રણેતા-**લૉર્ડ રોબર્ટ બેડન પોવેલ** અંગ્રેજીમાં બટુકને 'વૂલ્ફકબ' ની સંજ્ઞા કેમ આપી છે ? કીપ્લીંગે પોતાની 'જંગલ બૂક' માં 'વરૂના ટોળા'ને આજ્ઞાધીનતા આતુરતા, ચપળતા અને સંઘકાર્યના આદર્શરૂપ ગણ્યું છે. અને તે આદર્શભાવનાને બાળકની અદ્‌ભૂતતાની તથા સાહસ અને પરાક્રમની કુદરતી વૃત્તિને અસર કરે એવી શૈલીમાં તેણે તે પુસ્તકમાં રજુ કરી છે. તેથીજ **ચીફસ્કાઉટે-મૂખ્યવીરે** આ સંજ્ઞા સ્વીકારી છે. દુનીયામાં આજ કબ્ઝ-બટુકવીરોની ૧૮૦,૦૦૦ જેટલી ભારે સંખ્યા હયાત છે. આ ભાવના અને યોજનાની સફળતાની આથી બીજી કેવી સબળ સાબીતી !

**'વરૂનું બચ્ચું'** એ સંજ્ઞા કરતાં **'બટુકવીર'** ની સંજ્ઞા ગુજરાતી ભાષા બોલનાર જનતાને વધારે રૂચિકર, ઘરગથ્થુ, ભાવનાપ્રેરક અને યોગ્ય લાગે એમ હોવાથી આપણે 'વૂલ્ફકબ' ને 'બટુકવીર' ના નામથીજ સંબોધીશું. બટુકવીર થવા માટે ૮ વર્ષની ઉંમર હોવી જોઇએ. અને તેની ૧૨ મી વર્ષગાંઠ પસાર થઇ ગયલી ન હોવી જોઇએ. ઉંમરને લગતી આ હદ ખાસ કરીને પળાવી જોઇએ.

## બટુકવૃંદ એટલે ?

બટુકવૃંદ એ વીરસંઘનો એક વિભાગ છે. **વીરસંઘમાં** ત્રણ વિભાગ હોય છે:-**૧ બટુકવૃંદ, ૨ બાલવીરસેના, ૩ યુવકવીર મંડળ.** કોઇવાર સંઘમાં એક કે બેજ વિભાગો પણ હોય સ્કાઉટીંગ-વીરવિદ્યાની સંપૂર્ણ અને સાંગોપાંગ તાલીમ લેવા માટે દરેક બાળકે બાલપણથીજ શરૂઆત કરવી એ ઉત્તમ છે. અને તેની શરૂઆતની તૈયારીઓ માટે તે 'બટુકવૃંદ'માં ૭-૮ વર્ષની વયે દાખલ થાય છે. અને ત્યાં તેની વય, વૃત્તિ, શક્તિ અને જરૂરીઆતને અનુસરતું રસિક શિક્ષણ

મેળવે છે અને ૧૨ વર્ષની વયે તે 'બાલવીરસેના' માં જોડાઈ આગળ વધે છે. એથીજ 'બટુકવૃંદ' અને 'બાલસેના' ના કાર્યોમાં સામ્ય અને સહકાર હોય એ બહુજ જરૂરતું છે. અને તેથી એવા ત્રણે વિભાગોને '**વીરસંઘ**' **(ગ્રુપ)** માં જોડી દેવામાં આવે છે.

## જાતતૈયારી:—

'બટુકવૃંદ' ચલાવવાની જવાબદારી માથે લેતા પહેલાં તમારે 'બટુક-વીરવિદ્યા' ને લગતી સામાન્ય માહીતી તથા બટુકવિદ્યાને સ્કાઉટીંગ-વીરવિદ્યાની સમગ્ર પદ્ધતિ સાથે શું સંબંધ છે તેની માહીતી મેળવવી જરૂરની છે. પ્રથમ તો બાલવીર ચળવળના પિતા અને મૂખ્યવીર લૉર્ડ બેડન પોવેલે રચેલ પુસ્તક 'ધી વૂલ્ફ કબ્ઝ હેન્ડ બૂક' વાંચી તેમાંથી બટુક વિદ્યાનાં ધ્યેય, આદર્શ, વિષયો તથા શીખવવાની પદ્ધતિ વિષે માહીતી મેળવવી. એ પુસ્તક ઉપરાંત **રૂડયાર્ડ કીપ્લીંગની** 'જંગલ બૂક'નું તથા જંગલી પશુઓની રસિક વાર્તાઓનાં પુસ્તકોનું વાચન પણ મદદ રૂપ થઇ પડશે. વળી સંસ્થા તરફથી બ્હાર પડેલા નિયમોના પુસ્તક ઉપરથી પણ અચ્છો ખ્યાલ આવી શકશે. એ ઉપરાંત બટુક વિદ્યા એ બાલવીર વિદ્યાનું પ્રાથમિક શિક્ષણ હોવાથી ચીફ સ્કાઉટનું 'સ્કાઉટીંગ ફોર બૉય્ઝ ઇન ઇન્ડીઆ' વાંચવાથી સમસ્ત વીર વિદ્યાનો પુરતો ખ્યાલ આવશે. આ પુસ્તકોનો ગુજરાતીમાં અનુવાદ થતાં સૌને જોઇતો લાભ મળી રહેશે. વળી **'વીર' માસિકના** અંકોમાં તેને લગતી ઉપયોગી બાબતો વારંવાર પ્રકટ થાય છે, તો 'વીર' માસિકનો લાભ ઉઠાવવો.

## વ્યવહારૂ અનુભવ:—

પુસ્તકો વાંચીને તમે જોઇતી માહીતી તો મેળવી. પરંતુ તેનો વ્યવહા-રમાં અમલ કર્યા સિવાય જોઇતી લાયકાત આવી શકે નહિ. સૌથી ઉત્તમ ઉપાય તો એ છે કે સ્કાઉટીંગની સંસ્થા તરફથી **'ડીવીઝનલ ઑર્ગેનાઇઝર'** જે **સ્કાઉટ ટ્રેઇનીંગ કેંપો** અવારનવાર (જીલ્લાનાં અનુકૂળસ્થળોએ કે બહુધા પાવાગઢ ઉપર) ૧૦ દિવસ ચલાવે છે તેમાં જોડાઇને વ્યવહારૂ તાલીમ લઈ લેવી. તેમ કર્યા બાદ જીલ્લાના ઉત્સાહી અને ખંતીલા સ્કાઉટ કમીશ્નર કે ડીસ્ટ્રીકટ સ્કાઉટ માસ્ટરની મુલાકાત લેવી. તેમની સલાહ લઇ કોઇ વૃંદમાં મદદગાર તરીકે જોડાવું. તેમની મુલાકાત અસંભવિત હોય તો પોતાના જાણીતા કોઇ અનુભવી શિક્ષકના હાથ નીચે મદદગારનું કામ કરવું. આ બાબતમાં તમારા વિભાગના સ્કાઉટ ઓર્ગેનાઇઝર-વીરવિદ્યાપ્રચારક

અધિકારીની, ખપ પડે તો, સલાહ અને મદદ મેળવવી. મતલબ કે પુરતી જાત તૈયારી કરી, લાયકાત મેળવીનેજ કાર્યનો આરંભ કરવો કે જેથી પરિણામ ઉત્તમ આવી શકે.

## બટુકવૃંદની શરૂઆતઃ—

પહેલી વાત તો એ કે વૃંદ 'સ્વતંત્ર' (open) રહેશે કે કોઇના 'અંકુશમાં' (controlled) રહેશે. 'અંકુશ'નો અર્થ એ કે બટુકવૃંદ પોતાના અધિકારીઓ નીમવાની બાબતમાં, કેટલીક વાર બાળકોને વૃંદમાં દાખલ કરવાની બાબતમાં, કોઇ સંસ્થા, શાળા, સમાજ કે મંડળને આધીન હોય છે. તમારૂં બટુકવૃંદ જો કોઈ હયાત વીરસંઘ-ગ્રુપના વિભાગરૂપ હોય તો તો તે સંઘના અન્ય વિભાગોની માફક 'સ્વતંત્ર' કે 'અંકુશમાં' (તે જેમ હશે તેમ) ગણાશે. લોકલ કમીશ્નર કે લોકલ સેક્રેટરી તમને આ બાબતમાં પણ યોગ્ય સલાહ આપી શકશે. જો વૃંદ 'અંકુશમાં'જ હોય તો શરૂઆતથીજ અંકુશધારી અધિકારીઓની સાથે તમારે, બાળકોને દાખલ કરવાની, ધાર્મિક ક્રિયાઓમાં હાજરી આપવાની, કયા કયા સમયે મળવું તેની-બાબતોમાં પુરી ચોખવટ કરવી જોઇએ. જેથી કાર્યમાં સરળતા, સહકાર અને સંપ જળવાઈ રહે.

## વૃંદકાર્યાલયઃ—

વૃંદ જો એકાદ ચાલુ વીરસંઘના વિભાગરૂપ હશે તો તો સંઘ મંદિરનો ઉપયોગ તે પોતાની સભાઓ-મીટીંગો, શિક્ષણ કાર્ય, રમત ગમતો વગેરે માટે બેશક કરી શકશે. પરંતુ વીર સંઘના **સંઘનિયામક** (Group Scout master) ને મળીને કયા કયા દિવસે કયે કયે વખતે પોતાના સંઘને સંઘમંદિર વાપરવા મળી શકશે તે નક્કી કરવું બહુ જરૂરનું છે. કારણ બટુકને વીરની ઉમર નાની હોય છે, સ્વભાવનો રમતિયાળ છતાં ઉત્સાહી હોય છે. વળી મોટી ઉંમરના બાલવીરો સાથે કવાયતમાં, કૂચમાં કે રમતોમાં તે જુદો તેમજ બહુધા પાછળ પડી જાય, એટલે બેઉનો સુંદર મેળ હંમેશાં ન આવે માટેજ અલાયદો વખત રાખવો. અલબત્ત પ્રસંગોપાત સમસ્ત સંપૂર્ણ સંઘને મળવાનું આવે તે વખતે એક બીજા વિભાગે અન્યોન્ય અનુકૂળ થઇ મળી જવું અને કાર્યમાં એક સરખો રાગ અને સહકાર આપવો એ જુદી વાત છે.

વીરસંઘને પોતાને માટે એકાદ સ્વતંત્ર સ્થળ મળી આવે એ તો બહુ ઇચ્છવા જોગ છે. પરંતુ એવું દરેક જગ્યાએ બનવું મુશ્કેલ હોય છે. ઘણી આબાદ સેનાઓએ લાકડાની મઢુલીઓ, તબેલાઓ, કાતરીઆં કે વખારનો

પોતાના કાર્યાલય-મંદીર તરીકે ઉપયોગ કર્યો છે, અને સેનાના સૈનિકોએ તેને પોતાના શોખ પ્રમાણે સુંદર રીતે શણગારેલ છે. તમારૂં સભાસ્થાન-કાર્યાલય બહુ સુંદર, આકર્ષક, વિશાળ અને મોજ પડે એવું હોવું જોઇએ. અને ત્યાંસુધી વસ્તિથી દૂર હોય તો સારૂં. કારણ બટુક તો રહ્યા નાના નાના બાળકો અને એમને સ્વાભાવિક રીતે દોડધામ, કુદાકુદ, હસાહસ અને ધમાલ કરવાનું મન થાય અને માત્ર આડોશી પાડોશીને કનડગત થાય એટલા ખાતરજ તેમને અંકુશમાં રાખી રોકવા પડે એ બહુ યોગ્ય ન લેખાય. માટે એકાંત સ્થળ, મેદાન, ખેતર કે વાડી ઉત્તમ ગણાય

**સનદ—અધિકાર પત્ર ( વૉરંટ ):**-લોકલ એસોસીએશન (-સ્થાનિક સંસ્થા) અને જીલ્લા કમીશ્નરની ભલામણ ઉપરથી ઇલાકાનું મૂખ્ય કાર્યાલય (-હેડ ક્વૉર્ટર્સ) સનદ (વૉરંટ) આપે છે. સનદ માટેનાં અરજી પત્રકો સ્થાનિક સંસ્થાના મંત્રી પાસેથી મળી શકે છે.

તમને સનદ આપવામાં આવે તે પહેલાં તમારે ત્રણ માસ બટુક શિક્ષક તરીકે ઉમેદવારી કરવી જોઇએ. તે ઉમેદવાર બટુક શિક્ષક તરીકે તમારૂં કામ ગણાય. પરંતુ જો સ્થાનિક સભા સંમત હોય તો તમારે સનદ મળે ત્યાંસુધી સંઘ સ્થાપવામાં અને ચલાવવામાં થોભવાની કે વિલંબ કરવાની જરૂરજ નથી **शुभं च शीघ्रं च.**

**બટુક શિક્ષકને સનદ આપવામાં આવે તે પહેલાં નીચે પ્રમાણેની લાયકાત મેળવવી જોઇએ.**

(૧) 'વૂલ્ફ કબ્ઝ હેન્ડ બૂક' 'સ્કાઉટીંગ-ફોર બોય્ઝ ઇન ઈન્ડીઆ' અને 'પોલીસી, ઓર્ગેનીઝેશન અને રૂલ્સ'નું સામાન્ય જ્ઞાન જોઇએ.

(૨) વીરવિદ્યાની યોજનામાં સમાયલાં ધાર્મિક અને નૈતિક આદર્શો અને ધ્યેયની પુરી સમજ હોવી જોઇએ.

(૩) બાળકો ઉપર સારા નૈતિક સંસ્કારો નાખી શકે એવું વ્યક્તિત્વ અને ચારિત્ર્ય તેમજ ઉત્સાહ અને ખંતથી કાર્યને સફળ પાર ઉતારવા માટેની દ્રઢતા અને ધ્યેયપરાયણતા જોઇએ.

(૪) ૨૦ થી ઓછી નહિ એટલી ઉંમર જોઇએ.

(૫) વૃંદના બટુકવીરોને ભેગા થવા તથા ખેલવા સારૂ ક્લબરૂમ-વીરમંદિર તરીકે એકાદ સ્થળ મેળવી આપવાની શકિત કે લાગવગ જોઇએ.

(૬) ત્રણ માસ સેના સાથે ઉમેદવાર તરીકે કરેલી સેવા જોઈએ.

(ગ) મંજુર કરેલા ટ્રેઇનીંગ કેંપમાં સફળતાથી તાલીમ લીધેલી જોઇએ.

સઘળી સનદો ઉપર 'બોયસ્કાઉટ એસોસીએશન' બાલવીર સંસ્થાનું માલીકપણું રહેશે. અને જ્યારે તે સનદ પાછી માગવામાં આવે ત્યારે કોઈ પણ જાતના કારણોની આશા રાખ્યા વિના તે હેડક્વૉર્ટર્સના સેક્રેટરીને હવાલે કરવી જોઈએ.

બટુક શિક્ષિકા તરીકે તો સ્ત્રીઓએ બહુ ઉમદા કામ કરી દેખાડયું છે. પુરૂષોના જેવીજ લાયકાતથી તેમને સનદ આપવામાં આવે છે.

જો તમારૂં વૃંદ 'અંકુશમાં' હોય તો સ્થાનિક સંસ્થા ( લૉક. એસો. ) તમારી સનદ વિષે કાંઇ પ્રયત્ન કરે તે પહેલાં, તમારા વૃંદના અંકુશધારી અધિકારી ( સમાજ, શાળા કે સંસ્થાના વડા ) ની સંમતિ તેમાં તમારે મેળવવી જોઇશે.

## વૃંદના મદદગાર તરીકે કોણ ?

વીરવિદ્યાની યોજનામાં દરેક બાળક ઉપર વ્યકિતગત–છૂટક ધ્યાન આપવાનું હોય છે. અને તે હેતુ સફળ કરવા તમને જેટલી મદદ મળે તેટલી ઉપયોગની છે એ સમજાયા વિના રહેશે નહિ. કાંઇ નહિ તો કાર્યનો પ્રવાહ ચાલુ રાખવાને માટે પણ તમારે ઓછામાં ઓછો એક મદદગાર શિક્ષક મેળવવો જોઇએ. અને વળી જો તમારૂં વૃંદ છેક નાનું ન હોય તો તો તમારે એકાદ પણ વધારે મદદગાર શિક્ષક મેળવવો રહ્યો.

મદદગાર બટુક શિક્ષક (એસીસ્ટન્ટ કબ માસ્ટર) ની લાયકાત મૂખ્ય બ. શિ. ના જેટલી છે સિવાય કે મ બ શિ. ( A. C. M. ) ની ઉંમર ૨૦ ને બદલે ૧૮ ની પણ ચાલે અને વૃંદના કામકાજ માટે કોઇ જગ્યા મેળવી શકવાની શરત તેને લાગુ પડતી નથી. બ. શિ. ( C. M. ) ની માફક મદદગાર બ. શિ. ( A C. M. ) ની સનદ પણ ઈલાકાના મૂખ્ય કાર્યાલય ( હેડક્વૉર્ટર્સ ) તરફથીજ મળે છે.

તમે બટુક શિક્ષક થયા એટલે એમ નહિ કે બટુકના દરેક વિષયો તમારેજ શીખવવા જોઇએ. તાત્કાળિક સારવાર, હસ્તકળા, સંગીત, લોકનૃત્ય વગેરે અન્ય બાબતોમાં જો તે તે વિષયના ખાસ જાણકાર અને અનુભવી મળી આવે તો તેમનીજ મદદ લેવી એ બહુ ઉપયોગી છે અને તે બાળકોને તેમજ વૃંદને બહુ લાભકર્તા છે. બહારના ભાઇઓનો જેટલો સાથ અને સહકાર વધારે મળે તેટલો ચળવળની સંગીનતામાં વધારો થાય અને તમારે માથેથી કામનો બોજો ઓછો થાય,

જેથી તમે વૃંદને માટે નવી નવી સારી, આકર્ષક યોજનાઓ રચવા માટે છૂટા રહી શકો. **યુવકવીર મંડળ** (રોવર ક્રયુ) માંના ઉત્સાહી યુવકો આ દરજ્જો બહુ સારી રીતે શોભાવી શકે. આખરે જો એવા વિષયશિક્ષકો (-ઇન્સ્ટ્રક્ટર્સ) બીજી રીતે મેળવવા મુશ્કેલ હોય તો બાલવીર સેનામાંના હોશીયાર અને ઉત્સાહી બાળકોને ચૂંટી કાઢી, વિષયશિક્ષકો તરીકે વૃંદ સાથે જોડી દેવા એ બહુ શક્ય છે. વીરસંઘના સંઘનિયામકની અરજી ઉપરથી સ્થાનિક સંસ્થા (-લોકલ-એસોસીએશન) વિષયશિક્ષકો (-ઇન્સ્ટ્રક્ટર્સ) ની નિમણુંક કરે છે.

### બાલબન્ધુ:—

બટુકના શિક્ષક થવામાં મોટામાં મોટી લાયકાત ને બાળકપરત્વેનો કુદરતી હેતાળ સ્વભાવ છે. જેનું હૃદય બાળકને જોઈ સ્નેહથી ઉભરાતું હોય, બાળકને રાજી કરવા જે હમેશ તત્પર અને ખડે પગે હોય, બાળકની રગ જે પારખી શકતો હોય વા પારખવા આતુર હોય, બાળકના જેવી નિર્દોષિતા, સરળતા અને ચપળતા જેમાં હોય, જે ધાકથી નહિ, રૂઆબથી નહિ, પરંતુ મીઠા સ્નેહથી બાળકને વશ કરવા ટેવાયલો હોય તેજ સાચો બાળબન્ધુ થઇ શકે છે. અને **બટુકશિક્ષક એ વસ્તુતઃ બાલબન્ધુ-બાલમિત્ર અને બાલસેવકજ છે.**

### વૃંદમાં બટુકવીરોની ભરતી:—

નાનાં બાળકો તો રમતનાં તથા નવીન ખેલનાં બહુજ શોખીન હોય છે. એટલે તેઓ એકને બોલાવતાં એકવીશ આવશે. એટલે શરૂઆતમાં, તમારે પુરતા બાળકો કયાંથી લાવવા-એની અડચણ નહિ આવે પરંતુ ભેગી થએલી મોટી સંખ્યામાંથી કોને લેવા અને કોને પડતા મૂકવા-એ વિકટ પ્રશ્ન નડશે. બાળકોને ખબર આપી એક બેઠક-સભા કરો, તેમાં જેટલાં બાળકો દાખલ થવા ઇચ્છે તેમની યાદી કરો. તેમને રસિક ઢબથી, બટુકની તાલીમ, રમતો, નૃત્ય વગેરે વિષે વાત કરો. બટુકની પ્રતિજ્ઞા અને બટુકના નીતિનિયમો સમજાવો. તથા તેને લગતી શૌર્ય, પરાક્રમ, અદ્દભૂત અને વીર રસભરી ટચુકડી વાર્તાઓ કે અરણ્ય વાર્તાઓ કહો. એમ કરી તેમના શોખને જગાડો. યાદ રાખો કે તમારી વાત ટૂંકીટચજ હોવી જોઇએ. તેમજ તમારી શૈલી રસિક અને અભિનયવાળી હોવી જોઇએ. રખેને ચ્હેરા ઉપર ભારેખમપણાનો, ડહાપણ કે ગંભીરતાનો ભાર આવવા દો. હાસ્ય અને આનંદના ફુઆરા રૂપ બનશો તો બાળકો એ રસમાં તરબોળ સ્નાન કરશે. તમે શુભ શરૂઆત આવી રીતે કરી શકશો.

વાર્તા પછી તરતજ રમતો. રમતોમાં બારીક નજરથી જુઓ કે કોણ કોણ વધારે ઉત્સાહી, ચપળ તથા ચાલાક છે. તેવા ૬-૧૨ બાળકોને બીજાથી નોખા પાડી તેમને બટુકના વિષયો, નૃત્યો, તથા રમતો વગેરેની ખાસ તાલીમ આપો. તેમને તમારે તમારા વૃન્દના નાયકો બનાવવાના છે એ દ્રષ્ટિથી કાળજી પૂર્વક તૈયાર કરો. તે દરમ્યાન બાકીના બાળકોને બીજી સામાન્ય રમતો તથા ખેલ ખેલાવી ઉત્સાહિત રાખો. પેલા ચૂંટાયલા-ચૂનંદા બટુક વીરો જ્યારે બટુક વિદ્યામાં કાંઇક પ્રવીણ થયેલ જણાય કે તેમને વિધિપૂર્વક બટુક વીરના પોશાક સહિત પ્રતિજ્ઞા લેવડાવો અને તેમની મદદથી પછી પેલી વધારાની બાળફોજને ટુકડીમાં વ્હેંચી નાખો.

## છક્કા ટૂકડીઃ-

જેમને તમે વિશેષ તાલીમ આપી છે તેઓ નાયક અને ઉપનાયક તરીકે તમને કામ લાગશે. તો દરેક નાયકની પાછળ પેલી બાળ ફોજમાંના ચાર ચાર જણને પોતાની મરજી ફાવે ત્યાં જોડાઇ જવા કહો. તમારી પાસે આમ ત્રણ કે ચાર છક્કા થશે. તાલીમ પામેલામાંથી ૧ છક્કા નાયક અને ૧ ઉપનાયક બનશે અને બાળ ફોજમાંના ૪ કોમલપાદ બટુક એમ મળી ૭ બટુકનો છક્કો થશે. એવા ત્રણ કે ચાર છક્કાથી બટુકવૃંદ બનશે. એથી મોટી સંખ્યા હોય તો તે એકલે હાથે કામ કરનાર માટે ઠીક નહિ. કારણ જોઇતું ધ્યાન આપી શકાય નહિ. સામાન્ય સ્ત્રી કે પુરૂષ ૧૮ થી ૨૪ કરતાં મોટી સંખ્યાના બટુકવૃંદને પુરતો ન્યાય ન આપી શકે. તદ્દન અનિવાર્ય સંયોગો અને કારણો સિવાય બટુકવૃંદની સંખ્યા ૩૬ ની ઉપર તો નજ જવી જોઇએ.

## વ્યક્તિગત કાળજીઃ-

સ્કાઉટીંગની શિક્ષણ પ્રથામાં દરેક ઉપર વ્યક્તિગત ધ્યાન આપવું એ બહુ જરૂરનું છે. તેમ ન હોઇ શકે તો પછી વીરવિદ્યાની તાલીમમાંથી બાળક ઉત્તમ લાભ ઉઠાવી શકતો નથી. વ્યક્તિગત ધ્યાન આપવાથીજ દરેકની ખાસીઅતોનો શિક્ષક અભ્યાસ કરી શકે, અને તેને ઉત્તમ માર્ગે વાળવા માટે તેને લાયકનું કામ સોંપી શકે, અને એવી વધતી-ઉછરતી જીવનવેલને સંસ્કાર અને તાલીમરૂપી યોગ્ય ખાતર પાણી આપી તેને ભવિષ્યમાં સદાચાર અને જનસેવા રૂપી મીઠાં ફળફુલ આપનારી ઉત્તમ વેલ બનાવી શકે.

કોઈ પણ સંયોગોમાં ૮ થી નાની ઉંમરનાં બાળકોને બટુકવૃન્દમાં લેવાનો લોભ કદી કરશો નહિ.

## માબાપનો સહકાર.

આ ઉત્તમ ઉદ્દેશ પાર પાડવા માટે તો શિક્ષકે બાળકને બરોબર ઓળખવો જોઇએ અને તે માટે તેનાં માતાપિતાની સલાહ, સુચના તથા સંમતિ મેળવવાં જોઈએ. તેના મિત્રોને પણ ઓળખવા જોઇશે. તેના સંયોગો તથા પરિસ્થિતિનો પણ ખ્યાલ લેવો જોઇશે. તે હેતુથી તેના માતાપિતાને વારંવાર મળો. તેના ગુણદોષ તથા ખામીખૂબી વિષે કડક નહિ પરંતુ ઉત્સાહક ચર્ચા કરો. વીરવિદ્યામાંની બટુકની તાલીમદ્વારા અને આગળ જતાં બાલવીરની તાલીમદ્વારા બાળકને કયા આદર્શ ઉપર તૈયાર કરવાનો તમારો હેતુ છે તે સમજાવો. એ વિષે તેમને સમજણ પડશે, અને તમારાં ઉચ્ચ હેતુ, નિઃસ્વાર્થ સેવા અને પોતાના બાળક માટેની તમારી માયાભરી કાળજીનો તેમને અનુભવ થશે કે તેઓ તમારાં આભારી મિત્રો-સ્નેહીજનો જેવાં થઈ જશે. અને એ રીતે તમારા કાર્યમાં સરળતા થઈ જતાં જ્યારે જ્યારે તમે તેમની સહાય માગશો ત્યારે ત્યારે તેઓ આનંદ અને આભારની લાગણી પૂર્વક તેમ કરશે.

બાળકને વૃન્દમાં દાખલ કરતી વખતે ઘણી વૃન્દો તેના વિષેની માહીતી મેળવવા અમુક જાતનાં પત્રકો રાખે છે. તમે પણ તેવી યોજના કરી શકો છો.

## પોષાક-યુનીફોર્મ.

બટુકવીરનો પોષાક કેવો જોઇએ એની વિગત હિન્દી સ્કાઉટ સંસ્થાની નિયમાવલીમાં આપી છે. તે જોઈ લેવી.

બટુકવીરોને બાલવીરોથી તથા ઇતર સામાન્ય બાળકોથી નોખા પાડનાર અને જોતાંજ તેની ઓળખ આપનાર વસ્તુ તેનો યુનીફોર્મ-પોષાક છે. તેથી એ યુનીફોર્મમાં કપડાંની જાત, ઘાટ અને રંગનું એકજ ધોરણ સાચવવું જોઇએ. આખા વૃન્દનાં ખમીશ એકજ રંગનાં, ચડ્ડી-અર્ધું પાટલુન એકજ રંગનું, ગળારૂમાલ પણ વૃન્દના સૈનિકોનો એકજ રંગનો, અને બટુકની ટોપીનો ઘાટ તથા રંગ પણ (ઘણાં બટુકવૃન્દ ફેંટા રાખે છે. પરંતુ નાના બાળકોને ફેંટા જાતે સફાઇથી બાંધતાં ન આવડે એથી હરકત નડવાનો સંભવ છે) એકજ જાતનો જોઇએ. આથી આખા વૃન્દનો દેખાવ સુઘડ, આકર્ષક અને વ્યવસ્થિત લાગે છે. રંગમાં પણ ઘટ અને આછાપણાના જુદા જુદા પ્રકારો આવે તો તેથી આખી સેનાનો દેખાવ ઢંગધડા વગરનો અને અવ્યવસ્થિત લાગે.

શિક્ષક બન્ધુ આ વિષયમાં પણ જો કાળજી અને કુનેહ રાખે તો ધાર્યું સુંદર પરિણામ લાવી શકે છે. પૈસાની સગવડ હોય તો

ચડ્ડી માટે જાડી ડ્રીલના અને ખમીશ માટે ટવીલના કાપડના સામટા તાકાજ મંગાવે અને તેમાંથી દરજી બેસાડી દરેક જણનાં માપ લઇ કપડાં કરાવી દે તો તે સરળ અને સસ્તું થઈ પડે. વળી એકાદ કાપડીઆ સાથેજ એવો બંદોબસ્ત કર્યો હોય કે તેની દુકાનેથીજ દરેક જણ પોતપોતાને માટે એકજ જાતનું કાપડ લઈ આવે અને એકાદ નક્કી કરી રાખેલા દરજી પાસેજ શીવડાવી લે—એ પણ બહુ સરળ છે. પરંતુ આ સર્વમાં એક કાળજી રાખવાની કે એ કારભાર એકલે હાથે ન કરવો. મદદગાર શિક્ષકને, કોઈ મોટા સ્કાઉટને કે બ્હારના કોઈ ગૃહસ્થને સામેલ રાખી કામ કરવું કે જેથી તમારી આર્થિક પ્રામાણિકતા વિષે કોઇને વ્હેમ રહેવા પામે નહિ અને તમારો શ્રમ દીપી નીકળે.

'સ્કાઉટીંગમાં તો શરૂઆતથીજ પોષાક માટે ખર્ચ કરવો પડે છે અને તે બહુ ભારે હોય છે' એવી ખોટી અને પાયા વગરની માન્યતા પ્રચલિત છે. અને તેથી કેટલાક આ પ્રવૃત્તિને ખર્ચાળ મનાવી જનતાને અવળે માર્ગે દોરે છે, એ બાબતમાં નીચેની બાબતો ધ્યાનમાં લેવી.

(૧) બટુકવીરના માતપિતાએ પોષાક તૈયાર કરાવી આપવાની જવાબદારી લેવી જોઇએ. પરંતુ તેમની તેમ કરવાની શકિત ન હોય તો સઘળો પોષાક એકી સાથેજ તૈયાર કરાવવાનો આગ્રહ ન રાખવો. પરંતુ એક પછી એક એમ કરાવવો. પણ આ યોજનામાં, ઉપર સૂચવેલી વ્યવસ્થા તમે નહિ કરો કે નહિ સૂચવો તો દરેકનાં કપડાં એક બીજાથી જુદાં પડી આવશે અને વૃંદને વિચિત્ર અને બેડોળ દેખાવનું કરી મૂકશે.

(૨) વૃન્દના ફંડમાંથી સઘળો પોષાક પુરો પાડવો—એ સૂચના આવકારદાયક નથી. કારણ કે માબાપને તેમજ બટુકને આમ મફત મળતી વસ્તુની કિંમત કે મહત્તા બહુ રહેશે નહિ. વળી એમાંથી ઘણી પંચાતો–આક્ષેપો ઉભાં થવાનો ભય રહે છે. છતાં કેટલાક વિરલ અપવાદોમાં એમ કરવું જરૂરનું લાગે તો તેમ કરવું.

(૩) પોશાકનો અમુક ભાગ ફંડમાંથી પુરો પાડો. એટલે કે રૂમાલ, ચડ્ડી, ખમીશ કે ટોપી (–ફેંટો) ફંડમાંથી સૌને મળે પરંતુ બાકીનો તે પોતે મેળવી લાવે એ શરતે. આ યોજના ઠીક ગણાય. જ્યાં ગરીબાઇનો પ્રશ્ન ભારે હોય ત્યાં તો ફંડમાંથી—ખાનગી રીતેજ મદદ અપાવવામાં સહાય કરવી એ ઇષ્ટ છે. પોશાક ખાતર કોઇ ઉત્સાહી વીર બ્હાર રહી જવા ન પામે એ ધ્યાનમાં રાખવું.

(૪) પોશાકનાં નાણું ફંડમાંથી ભરો. પરંતુ શરૂઆતમાં અમુક રકમ લેવી અને બાકીની હપ્તાથી વસુલ કરવી. એમાં માતપિતાની સંમતિથી તથા સાવધાનીથી કામ લેવાવું જોઈએ. ફંડમાં પૈસા ન હોય તો કોઇ સદ્‌ગૃહસ્થ પૈસા ધીરે અને હપ્તાથી તે વસુલ લે એવી વ્યવસ્થા ઉતારવી.

(૫) સૌથી અગત્યનો મુદ્દો એ છે કે બાળકને પોતાના દેશપ્રત્યે, દેશમાં બનતી વસ્તુઓ પ્રત્યે આદરભાવ ઉત્પન્ન થાય એવું વલણ રાખવું. અને તે હેતુથી વીરવિદ્યામાં ઉપયોગી એવી હરેક વસ્તુ **શુદ્ધ સ્વદેશી કે તેને અભાવે મિશ્ર સ્વદેશીજ વાપરવી.** પોષાકમાં પણ **ખાદીને રંગીન ખાખી બનાવી કામમાં લઇ શકાય છે.** સ્કાઉટીંગમાં ૪ રંગની છૂટ છે. ખાખી, વાદળી, લીલો અને રાખોડી–ભૂખરો–એમાંથી ગમે તે રંગનાં કપડાં–વૃન્દ માટે તમે જે રંગ નક્કી કર્યો હોય તે રંગનાં કરાવવાં. મતલબ કે સઘળો પોષાક એકજ રંગનો હોવો જોઇએ એમ નહિ. પરંતુ આખા વૃન્દના પોશાકનાં જુદા જુદા ભાગ (જેવા કે ચડ્ડી કે ખંમીશ કે ટોપી વગેરે) એકજ રંગનાં હોવાં જોઇએ.

જ્યાં સુધી બટુકવીર કોમલપાદના એ મુદ્દા–બટુકની પ્રતિજ્ઞા અને બટુકનો નીતિધર્મ–માં પાસ થઈ નિયમપૂર્વક બટુકવીરની પ્રતિજ્ઞા લે નહિ ત્યાં સુધી તે બટુકવીર કહેવાયજ નહિ. એટલે ત્યાં સુધી તેનાથી પોષાક પહેરાયજ નહિ. વળી જો પાસ થયા છતાં પણ આખો પોષાક તૈયાર કરાવી ન શકે તો ગળાનો રૂમાલ અને છક્કાની ત્રિકોણ પટ્ટીથી શરૂઆત કરવી અને પછી ક્રમશઃ ચડ્ડી–અર્ધીપાટલુન, પછી ટોપી, પછી ખંમીશ એમ પુરતો પોષાક કરાવી લેવો. એ વિષે વિગત Cub Uniform Rules માંથી મેળવી લેવી.

વીરશિક્ષણના કે કવાયતના કે મુમાફરીના કામ પ્રસંગ સિવાય આ પોષાક નજ પહેરાય એ વાત પહેલેથીજ ઠસાવવી અને અમલમાં બરોબર મૂકાવી જોઇએ. કારણ બીનજરૂરી ઉપયોગથી તેની મહત્તા ઘટી જાય છે અને તે જલ્દી ફાટી જાય તો ફરીથી તૈયાર કરાવવાની કડાકૂટમાં પડવું પડે છે. માબાપને અને જનતાને આપણે સાબીત કરી આપવાનું છે કે આ પોષાક સૌથી સસ્તો, સરળ અને સુંદર છે.

## શિક્ષણ અને કાર્યક્રમઃ—

આપણી સમજ અને માન્યતા પ્રમાણે બટુકવિદ્યા એ ચારિત્ર્ય બંધારણ માટે કિમતી સાધન છે. પરંતુ બાળક એ દૃષ્ટિથી કામ કરતો નથી. એ શું

કામ બટુકવૃંદમાં જોડાય છે? એને તો આનંદી મિત્રોનો સહવાસ જોઇએ છે, એને તો નવીનવી રમતો જોઇએ છે, એને અદ્‌ભૂતતા, ભવ્યતા અને કલ્પનાનો સંચાર જોઇએ છે. એ બધાંની આશાથી એ વૃંદમાં જોડાય છે. રમતથી, પોષાકથી, હલનચલનની લશ્કરી રીતથી એ આકર્ષાય છે. આપણી એ ઉપરથી ફરજ છે કે એના ચારિત્ર્યને વિકસાવવાના હેતુપૂર્વકના–પડદા પાછળના–પ્રયત્નોમાંથીજ એની આનંદ, અદ્‌ભુતતા અને રમતગમતની ભૂખ ભાંગવી જોઇએ. તાલીમને કેવળ રસમયજ બનાવવી.

વૃન્દ સાથેના એના શરૂઆતના દિવસોમાં તો તમારે બહુ ચીવટથી ધ્યાન આપવું જોઇએ. કારણ જેની શરૂઆત સારી તેનો અંત પણ સારો. જે અસર શરૂઆતમાં એના મન ઉપર થાય છે તે બહુજ મહત્વની નીવડે છે. બટુકના નીતિધર્મ વિષે તથા પ્રતિજ્ઞા વિષેનું પ્રવચન–સમજુત તો તમારે જાતેજ આપવાં. ચારિત્ર્ય બંધારણમાં કે નાગરિકત્વના વિકાસમાં એ નૈતિક સંસ્કારો બહુજ અગત્યનો ભાગ ભજવશે.

ઉપર જણાવ્યા પ્રમાણે શરૂઆતનાં કેટલાંક અઠવાડીઆં સુધી તો નાની નાની રસિક વાર્તાઓ કહો, સરળ અને સ્ફુર્તિદાયક રમતો રમાડો, જંગલ બૂકમાંથી જંગલની વાર્તાઓ કહો, બટુક હર્ષનાદ, જંગલનાં વિવિધ નૃત્યો, ગીતો વગેરે શીખવો, સલામ કેમ કરવી તથા સલામનો શું અર્થ છે તે સમજાવો. ટૂંકમાં તમારા ચુનંદા નાયકોને શરૂઆતમાં તમે આ જે જે સઘળું જેવી રીતે શીખવ્યું હતું તે તે તેવી રીતે આખા વૃન્દને શીખવો. આટલું સામાન્ય શિક્ષણ એમને મળે ત્યાર પછી એક તારકને લગતા વિષયોનો પરિચય આપો.

## રમતો:—

બટુકનાં અંગ ઉપાંગ કસાય અને કેળવાય તથા એની ઇન્દ્રિયોને ઉચ્ચ સંસ્કાર તથા તાલીમ મળે એવી રમતો આપો. છક્કા છક્કાની હરિફાઇ ચાલે એવી રમતો આપો. એક તારક તથા દ્વિતારકના મુદ્દાઓનું શિક્ષણ રમતોના રૂપમાં આપો.

## વાર્તાઓ:—

બાળકની કલ્પનાશકિતને સતેજ કરે, અને ખીલવે એવું સાધન વાર્તાઓ છે. વાર્તાઓનો સાર–નૈતિકતત્વ સીધી રીતે બાળકને કહેવા કરતાં તથા બાળક પાસેથી યે કઢાવ્યા કરતાં, કેવળ કુદરતી રીતે જેટલી થાય તેટલી અસર થવા દઇને શિક્ષકે બાળકોને વાર્તાદ્વારા શિક્ષણ આપવું જોઇએ,

રૂડયાર્ડ કીપ્લીંગની અરણ્યકથાઓથી શરૂઆત કરવી ઠીક પડશે. પરંતુ તેમાંજ ગુંચવાઈ રહેવાની જરૂર નથી. ધાર્મિક, પૌરાણિક, ઐતિહાસિક, કાલ્પનિક, હાસ્યરસિક, અદ્‌ભૂત પરાક્રમોવાળી તથા શૌર્યની, સ્વાર્થત્યાગની અને કુરબાનીની કથાઓ–વાર્તાઓ બાળકોની વિવિધ શકિતઓને ચેતનવાન બનાવશે. વાર્તા વગરની બેઠક એ બેઠકજ ન ગણવી.

## અભિનય–નાટ્યપ્રયોગો:—

બાળકમાં વાર્તાઓથી કલ્પનાને ભરવાની અને તે પ્રમાણે વર્તી બતાવવાની––કરી બતાવવાની કે ભજવી બતાવવાની સ્વાભાવિક વૃત્તિ હોય છે. તેથી સાંભળેલી વાર્તાઓ, તથા કથાઓને લગતા તથા નજરે જોયેલા બનાવોને લગતા નાના નાના સંવાદો, નાટ્યપ્રયોગો, ક્રિયાત્મક ખેલો બટુકવીરોને માટે ઉપયોગી ખોરાક થઇ પડશે. નામસૂચક શીઘ્ર સંવાદો, મૂક અભિનયના પ્રયોગો, અરણ્ય નૃત્યો તથા આગળ જતાં તેમને સુઝી આવે એવા શીઘ્ર સંવાદોથી તેમની શકિતને બહુજ પોષણ મળશે. કેંપ ફાયરના કુંડાળા ઉપર આ પ્રયોગોને ઠીક અવકાશ મળશે. બીજરૂપે રહેલી અને બહાર પ્રકટવાની રાહ જોતી કુદરતી વૃત્તિઓને–અદ્‌ભૂતતાની પરાક્રમની વૃત્તિઓને તમે આ રીતે પ્રકટવાની અને ખીલવાની તક આપો છો.

## કામ:—

રમુજી કામગીરી સાથે, વચ્ચે વચ્ચે કેટલીક ગંભીર કામગીરીને પણ સ્થાન મળવું જોઇએ. તમારી તો ફરજ છે કે એ કામગીરીને પણ બને તેટલી રસિક તથા આકર્ષક બનાવવી. બાળકોને નવું નવું શીખવાની અજબ જીજ્ઞાસા અને ભારે હોંસ હોય છે એટલે તેવા કામ માટે પણ તેઓ તો હમેશાં તત્પરજ હશે. અને તેથીજ બટુકના શિક્ષણક્રમમાં તારકના શિક્ષણ ઉપરાંત હુન્નરકળાની પ્રવીણતાના ચંદ્રકોને લગતાં શિક્ષણને પણ સ્થાન છે. છતાં તેની યોગ્ય હદજ રાખવી. તારકના મુદ્દાઓ તો ખાસ ઉપયોગી છે.

## હસ્તકળા–હાથકામગીરી:—

બાળકોની દ્રષ્ટિએ હસ્તકળાનું કામકાજ કાંઇ ઓછું મનોહર નથી. છતાં અઠવાડીઆમાં જો એકાદ વખતજ મળવાનું થતું હોય તો એવાં કામ માટે અવકાશ મળવો મુશ્કેલ છે. છતાં કેટલાંક બાળકો એવાં મળી આવશે કે જેમને રમતગમતમાં બહુ મઝા ન પડતી હોય કે ગમ ન પડતી હોય. તેવાઓને માટે આ હસ્તકળાની કામગીરી બહુજ ઉપયોગી, સહાયકારક અને વિકાસના

સાધનરૂપ છે. તો તેવાંઓને માટે વચ્ચે વચ્ચે એવાં કામને સ્થાન આપી શકાય એવી તક શોધો કે યોજના યોજો.

### મેદાનની ખુલ્લી હવાઃ—

ચીફ સ્કાઉટે વીરવિદ્યાને મેદાન પરની ક્રિયાઓ તરીકેજ યોજી છે. તેથી મળી આવતી પહેલી તકે બટુકવીરોને ખુલ્લા મેદાનમાં, કુદરતના ખોળે, નદી સરોવરની પાળે, કે છેવટે પાદર પર કે ખેતરોમાં લઈ જઇનેજ ત્યાં બધું કામકાજ કરવું. મોટા શહેરોમાં આ બનવું બહુ અનુકૂળ નથી છતાં અઠવાડીએ એક વખત તો ત્યાં પણ કુદરતના ખરા પરિચયનો તેમને લાભ આપવો. કુદરતની અદ્‌ભૂતતાનો, સૌન્દર્યનો તથા વિશાળતાનો ખ્યાલ અને અનુરાગ તેમનામાં નાનપણથી જ જગાડવાનો મૂખ્ય હેતુ આમાં છે.

### કળામય ગોઠવણઃ-કાર્યાલય.

કાર્યાલય જો તમારૂં સ્વતંત્ર હોય તો તો ચિત્રોથી કે ભેગી કરેલી વસ્તુઓથી તેને બટુકવીરો પાસે સુંદર કળામય રીતે શણુગારાવો. જો તે કેવળ તમારૂંજ હોય અને બીજાઓના પણ ઉપયોગમાં વચ્ચે વચ્ચે આવતું હોય તો પણ તમે ખસેડી શકાય એવી વસ્તુઓથી (દુકાનદારની માફક) તેને આકર્ષક રીતે હરવખત શણગારી શકો છો. કળા અને સુઘડતાનું આ તદન વ્યવહારૂ શિક્ષણ છે.

### કાર્યક્રમની રચનાઃ—

દરેક બેઠક માટેનો કાર્યક્રમ સવેળા અગાઉથી ઘડી કાઢો. અને તેમાં તમારા મદદગાર બન્ધુઓની સલાહ લો કે જેથી તેઓ પણ પોતપોતાની તૈયારી કરે. આખા કાર્યક્રમનું ગાડું તમે એકલાજ ન ખેંચશો. પરંતુ તેના વિભાગ પાડી દરેક મદદગારને તે સોંપો. ફાયદો એ કે કામ વ્હેંચાતું થાય, તમને અવકાસ-છૂટ મળે, ઝાઝા હાથ રળીયામણા લાગે અને અનેક જણને તમારા સેવાકાર્યમાં મમતા ઉત્પન્ન થાય. પછી કોઈ પ્રસંગે માંદગીને લીધે કે બીજી અડચણોને લીધે તમે ગેરહાજર રહો તો પણ નાના બાળકોને તદન અજાણ્યા માણસોના હાથમાં આવતાં જે સંકોચ થાય છે તે ન થાય.

દરેક બેઠકે તમારો કાર્યક્રમ વિવિધતાવાળો હોવો જોઇએ. પરંતુ તેનો આધાર તમે કયા સ્થળે ભેગા મળો છો, (-મકાનમાં કે મેદાનમાં,) અઠવાડીઆમાં ક્યારે અને કેટલા દિવસ અને કેટલા કલાક માટે મળો છો તેના ઉપર છે.

તમે અઠવાડીઆમાં માત્ર એકજવેળા અને તે માત્ર દોઢ કલાક માટેજ મળો છો-એમ માની લઇને સામાન્ય કાર્યક્રમની રૂપરેખાનો એક નમુનો નીચે પ્રમાણે દોરી શકાય.

૧૦ મીનીટ—પ્રારંભમાં ગ્રાન્ડહાઉલ–બટુકનો હર્ષનાદ. (બટુકનાદ) (લશ્કરી રીવાજ પ્રમાણે 'ફૉલઇન-ચૅકતાર' નહિ.) પોષાક, હાથ, ઢીંચણ, નખ, દાંત વગેરેનું નિરીક્ષણ. લવાજમ–ફીની વસુલાત–જો હોય તો, હાજરી વગેરે.

૧૦ મીનીટ—સ્ફુર્તી અને ચેતન લાવવા જોરદાર રમતો.

૧૦ મીનીટ—છક્કા દીઠ કામકાજ (છક્કા પદ્ધતિ) પ્રમાણે દરેક છક્કા ઉપર છક્કા નાયકની દેખરેખ. પરંતુ બટુકશિક્ષક અને મદદશિક્ષક જ્યાં જરૂર પડે ત્યાં મદદ કરવા તથા દેખરેખ રાખવા ખડે પગે તૈયાર.

૫ મીનીટ—છક્કા દીઠ આગળ થએલા કામને લગતી છક્કા–આંતરસ્પર્ધા.

૧૦ મીનીટ—નાટય કે અભિનયની રમતો તથા અરણ્યનૃત્યો.

૧૫ મીનીટ—બ. શિ. અને મ. શિ. ના હાથ નીચે ટોળીઓમાં કામકાજ કે હસ્તકળાની કામગીરી.

૫ મીનીટ—સ્ફૂર્તી અને ચેતન લાવનારી રમતો.

૧૦ મીનીટ —અવલોકનની તથા ઇન્દ્રીયોને કેળવનારી (શાંત) રમતો

૧૦ મીનીટ—બ. શિ. તરફથી વાર્તા.

૫ મીનીટ—પ્રાર્થના કે બટુકનાદથી સમાપ્તિ.

દરેક બેઠક વખતે કાર્યની શરૂઆતમાં, મધ્યમાં તેમજ અંતમાં પુરેપુરા સામયિક–નિયમીત રહો. નક્કી કર્યા પ્રમાણે મીનીટે મીનીટની સામયિકતા જાળવશો તો બાળકો ઉપર ઘણી જ સારી છાપ પડશે.

બટુક તો નાનો બાળક છે. એની સહનશકિત બહુજ ઓછી હોય છે. જો કે આપણે એને સુખ સાહ્યબીમાં કે ગાદીતકીએજ બેસાડી રાખવા માગતા નથી. છતાં એ થાકી ન જાય એટલોજ કામનો બોજો એના ઉપર નાખવો. બટુકની ઉમરને લાયકનુંજ કામ એને સોંપવું મોટી ઉમરના સ્કાઉટ–બાલવીરનું કામ એને સોંપવાનો આવેશ કે લોભ તમને ન થવો જોઇએ. લાયક બાલવીર તરીકે એને તૈયાર કરવાનું માનવંતુ કામ તમારૂં છે. બીજાની કામગીરી શું કામ તમારે ઉપાડી લેવી !

## સંઘપંચાયતઃ—

તમારૂં બટુકવૃન્દ જો ગ્રુપનો–વીરસંઘનો એક વિભાગ હશે તો તો કાર્યક્રમમાં તમને એક જાતની અનુકૂળતા પ્રાપ્ત થશે. ગ્રુપ-સંપૂર્ણ સંઘની સંઘ પંચાયત તો હશેજ. અને તેમાં દરેક વિભાગના સનદ પામેલા આધ-

કારીઓ એકત્ર થવાના. તે પંચાયતની બેઠકમાં દરેક વિભાગના કામકાજને લગતી ચર્ચાઓ, યોજનાઓ, ખુલાસાઓ થવાના. અને તેથી તમારા કાર્યનો, કાર્યપ્રદેશનો તમને સ્પષ્ટ ખ્યાલ મળી રહેશે. અને તમારે શું કરવું અને બાલવીર સેનાવાળા શું કરશે તે પણ સમજી શકાશે.

## શિસ્ત-નિયમનઃ—

સાચું નિયમન તો તેજ કે જે બાળકમાં સ્વાભાવિક રીતે સ્વેચ્છાથી પ્રકટે—અંદરથી પ્રકટે, નહિ કે બહારના દબાણુથી. 'કામ સાચુ કે યોગ્ય છે માટેજ તે યોગ્ય વખતે કરવું જોઇએ કે થવું જોઇએ' એનું નામ શિસ્ત કે નિયમન. જીવનમાં એની બહુજ જરૂર રહે છે. તે ચારિત્ર્યના નિષ્કર્ષરૂપ છે. માટે કુમળા છોડને શરૂઆતથીજ તેના દૃઢ સંસ્કારો આપવા. તે માટે તો બહારના દબાણુ કરતાં આંતરની ઉર્મી ઉપર મૂખ્ય આધાર છે. તેથી નિયમન સ્થાપવામાં ધાક, ભય લાલચ કે બળાત્કાર એકંદરે વ્યર્થ નીવડે છે. પરંતુ શિક્ષકનું જાતદૃષ્ટાંત વધારે અસરકારક હોય છે. છતાં જે રીતો બાલવીર માટે સૂચવવામાં આવી છે તેજ રીતો નહિ પરંતુ તેવીજ રીતો બટુક માટે ઉપયોગી છે. એના કાર્યક્રમમાંની વસ્તુઓમાંથીજ જેને આપણે 'વૃન્દભાવના' કહીએ છીએ એવી નૈતિક વૃત્તિ તે બટુકવીરમાં જન્મે છે. બટુકનો હર્ષનાદ, નિરીક્ષણ, બટુકનું તત્ક્ષણ ધ્યાન ખેંચવા માટે કરવામાં આવતો વૃન્દનો હર્ષ-નાદ, તથા જુથરમતો (ટીમગેમ્સ) માંથીજ જન્મતી ખેલાડીની ઉદાર ભાવના વગેરે સુક્ષ્મ સંસ્કારો બટુકમાં નિયમન સ્થાપવા અને તે દ્વારા વૃન્દભાવના ખીલવવા પુરતાં બળવાન છે. તેમાં **કૂચકવાયત**ને બહુ ગૌણુસ્થાન છે. મેદાનપર કે રસ્તાપર સુઘડતાથી, સરળતાથી તથા વ્યવસ્થાથી ચાલતાં આવડે એટલા પુરતી એની બાળકોને જરૂર ખરી. એનો અતિશય પ્રયોગ જડતા વધારે છે. શિક્ષક કામકાજ વખતે ગંભીર અને નિયમીત રહે, અને રમત ગમત વખતે બાળક બની જઈ હસે, ખેલે, નાચેકૂદે તો તેથી સાચું નિયમન તેના બાળકોમાં તે લાવી શકે છે. જો સઘળા તરફ તમે નિષ્પક્ષપાતી રહો, ઓછામાં ઓછા હૂકમો આપો, પરંતુ જેટલા આપો તેટલા તીવ્રતાથી પળાવો, દરેક બાળક પોતાની યથાશક્તિ ઉત્તમ કામ કરવા ઉત્સુક છે એવી શ્રદ્ધા તમે રાખો છો તેની દરેકને ખાત્રી થવા દો પછી શિષ્ટતાભર્યું નિયમન આપોઆપ બાળકોમાંજ જન્મશે.

## નાયકોઃ—

તે વિષે આગળ કહેવામાં આવ્યું છે. છતાં એક બે સુચનાઓ જરૂરની છે કે નાયકો નિમતા પહેલાં લાયકાત વિષે પુરતી ચોકસાઈ કરવી જોઇએ.

ભલેને તમે તાલીમ આપી હોય છતાં તેનાં કરતાંયે કોઈ વધારે લાયક છોકરો બ્હારની ટોળીમાં હોય. માટે નાયકો નીમવાનું અમુક મુદત સુધી મોકુફ રાખો અને રમતો દરમ્યાનનું તમારૂં અવલોકન ચાલુ રાખો. અથવા કામ ચલાઉ નાયકો નીમો અને એક પછી બીજાને એમ, દરેકને નાયક બનાવતા રહો. આખરે યોગ્ય નાયકવીરો જડી આવશે.

બાળવીર સેનાના દળનાયકોને માથે જેટલી જવાબદારી અને ફરજો હોય છે તેટલી બધી બટુકવૃંદના છક્કાનાયકોને માથે નજ હોય. માત્ર એ રીતે આસ્તે આસ્તે ભવિષ્યની તૈયારી થાય છે એજ. બાકી સઘળો જુમ્મો શિક્ષકે પોતેજ કે તેના મદદગારોએજ લેવાનો છે. હા, છક્કાઓની નાનકડી ટોળીઓ રમતગમતમાં, હલનચલનમાં, શિક્ષણ અને વ્યવસ્થામાં બહુ અનુકૂળ અને સગવડરૂપ થઇ પડે છે.

## છક્કાની સંજ્ઞાપટીઃ—

દરેક છક્કા માટે અમુક રંગ નક્કી કરેલો હોય છે. અને તે કાળો, બદામી, ભૂખરો-રાખોડી, પીળચટો, રાતો, અને ધોળો—આ રંગોમાંથી પસંદ કરવાનો હોય છે. છક્કાનો દરેક સભ્ય પોતાના છક્કાના રંગના કપડાની ત્રિકોણ પટીને ટોચ ઉપર રહે એમ પોતાના ડાબા હાથની બાંય ઉપર ખભા નીચે લગાડે, ચોંટાડે કે શીવી લે છે.

## વૃંદની છક્કા પંચાયતઃ—

બાલવીર સેનાની શિષ્ટ પંચાયતની માફક બટુકવૃંદની પણ એક પંચાયત હોવી જોઇએ. તેમાં વૃંદના અમલદારો-બ. શિ. અને મ. શિક્ષકો તથા છક્કા નાયકોજ (વૃંદ નાનું હોય તો તેમાં છક્કાના ઉપનાયકો પણ) આવી શકે છે. આ પંચાયત એક આનંદી મંડળ માફકજ હવે મળે છે. અને ભવિષ્યની કામગીરી, અને નવા દાખલ થનારા વિષે ચર્ચા કરે છે. અને તે વિષે બાળકોનોજ અભિપ્રાય મેળવવામાં આવે છે. વળી પોતાના છક્કાના બટુકોને કેમ શીખવવું, કેવી રીતે કામ લેવું તે વિષે પણ સમજુત ત્યાં આપી શકાય છે.

## આગળ ધપવું-પ્રગતિઃ—

બટુક મટીને તે બાલવીર થનાર છે. એટલે વૃંદમાંથી સેનામાં જોડાનાર છે. એથી બટુકને વીરવિદ્યાની સમગ્રયોજનાનો ખ્યાલ આપવો. સંપૂર્ણ સંઘ-ગ્રુપના ત્રણે વિભાગો વિષે, તેના પરસ્પરના સંબંધ વિષે પણ ઘટતો

ખ્યાલ આપવો. બ. શિક્ષકે તથા વી. શિક્ષકે હળીમળીને તથા સહકારથી કામ લેવું. વીરશિક્ષક વારંવાર બટુકવૃંદની મુલાકાત લે તથા બટુકવીરોના પરિચયમાં આવે એવી યોજના કરવી. બટુકને ૧૧ વરસે પણ સેનામાં અડાવી શકાય. એ વિષે બ. શિક્ષકે તથા વીરશિક્ષકે મળીને નિર્ણય કરવો ઘટે.

## દ્રવ્ય સાધનઃ—

બટુકવૃંદ વીરસંઘના વિભાગ રૂપ હોય છે એટલે દ્રવ્ય વિષે બહુ જવાબદારી હોતી નથી. છતાં વૃંદના ખર્ચ માટે અમુક હિસ્સો અગાઉથી નક્કી કરીજ રાખવો અને તેનો ચોકખો હિસાબ રાખવો. જાતકમાણીથી બટુકવીરો સારી રકમ મેળવી શકે એવી બહુ આશા તો નજ રખાય. છતાં હુન્નરઉદ્યોગનાં કામમાંથી, વર્તમાનપત્રોનાં વેચાણમાંથી, જાતકમાણી કરી શકાય છે. વળી પ્રસંગોપાત્ રમતગમતના મેલાવડા કે જલસા કરીને કાંઇ રકમ મેળવી શકાય. વળી જાહેર ફંડોમાંથી, જાહેર સંસ્થાઓમાંથી (મ્યુનીસી- પાલીટી કે લૉકલબોર્ડ, ચેરીટીફંડ કે કેળવણીમંડળો કે મંદિરોમાંથી) કે જાહેર તેમજ ધનવાન સખીગૃહસ્થો પાસેથી (સારામાઠા પ્રસંગે) કાંઇક આર્થિક સહાય મેળવી શકાય. પણ કોઇપણ બટુક વ્યક્તિગત કે ટોળામાં ભીખ તો કદી પણ નજ માગે એ ખાસ ધ્યાનમાં રાખવું.

જે સહાય બટુકના કે વૃંદનાજ પ્રયત્નથી મળે તેનો વહીવટ બટુકવૃંદની પંચાયત જ કરે. પરંતુ જે સહાય સામાન્ય રીતે આવી મળે તેનો વહીવટ સંઘસમિતિ-ગ્રુપકમીટી (જેમાં માબાપો તથા શુભેચ્છકોજ આવી શકે છે તે) કરે. પરંતુ તેવી સમિતિ સેનાઓના શિક્ષણકાર્યમાં—આંતર વ્યવસ્થામાં કદીએ માથું ન મારી શકે અને માત્ર સેનાઓને આર્થિક સહાય આપે તથા તેની માલમિલ્કત કે કાર્યાલયના ટ્રસ્ટી તરીકેની ફરજો બજાવે એ વાત પહેલાંથી સમિતિ સાથે પુરતી સ્પષ્ટ કરવી જોઇએ. શિક્ષકોના સ્વાતંત્ર્યને આંચ ન આવે એ પહેલાંથીજ ચોકખું થવું જોઇએ.

## મુશ્કેલીઓ-વિઘ્નોઃ—

મુશ્કેલીમાંથી કેમ તરી પાર ઉતરવું એ વિષે કોઇ પણ ભાવનાશાળી બાળસેવકને વિશેષ સમજાવવાની જરૂર હોયજ નહિ. જેને હૈયે ઉત્સાહ છે, જે આશાવાદી છે, જે હિંમતવાન તથા અડગ ધૈર્યવાન છે તે વિઘ્નોની પરવા કરતોજ નથી. વિઘ્નોમાંથી તો તે અનુભવ અને બુદ્ધિનો વિકાસ પ્રાપ્ત કરે છે. જેમ તમારા કામમાં વિઘ્ન વધારે તેમ તમારા કાર્યની મહત્તા અને જરૂરીઆત વધારે છે એમ સમજવું. પરંતુ તેની મહત્તા સિદ્ધ કરવા તમારે વિઘ્નો

ઓળંગી જવાં જોઇશે. **પવિત્ર હિન્દમાતાને ખોળે ઉત્તમ નાગરિકો તૈયાર કરીને, તમારે કૃતકૃત્ય થવાની આ ઉત્તમ તક તમને આવી મળી છે.** તમે આ મહાન પુણ્યકાર્યમાં **निमित्तमात्र** થાઓ. બાકીનું તો સર્વ-શક્તિમાન જગન્નિયંતા કરી લેશે. બાળકનો અમુલ્ય કાળ એળે વહી જવા ન દેતાં, તેનો સદુઉપયોગ કરી લઈ, એને ઉત્તમ પ્રકારના સંસ્કારો આપી, એની સર્વદેશીય શક્તિઓ ખીલવી, તેને ભવિષ્યનો સાચો દેશસેવક, જનસેવક અને ઉપયોગી પુરૂષ બનાવી શકાય તેવી આ વીરશિક્ષણની યોજના છે. એમાં શુદ્ધ નિષ્ઠાથી કાર્ય કરનારે તો અનેક વાતે સાવધાન રહેવાનું છે, અનેક વ્યક્તિઓ સાથે સહકારથી કામ લેવાનું છે, અનેક વિષયોનું જ્ઞાન પ્રાપ્ત કરી લેવાનું છે, અનેક દિવસો સુધી મૌનકાર્ય કરતા રહેવાનું છે, અને અનેક અણધારી આફતોમાંથી, ન સમજ પડે એવી મુશીબતોમાંથી પસાર થવાનું છે. તો તેણે તો **આત્મશ્રદ્ધા, ખંત, ઉત્સાહ અને આશા રાખ્યેજ** છૂટકો. જરૂર પડે તો મદદ કે સલાહ માટે વિભાગના સ્કાઉટ ઓર્ગેનાઇઝરને, જીલ્લા કમિશ્નરને, લૉકલ-એશો.-ના મંત્રીને કે કોઈ અનુભવી વીરશિક્ષકને મળવું, પુછવું-તો તે અવશ્ય તમને સહાય આપશે. ખાત્રી રાખજો કે તમારો અંતરાત્માજ તમને સૌથી ઉત્તમ પ્રકારની મુબારકબાદી અને યશ આપી શકશે. અને એજ ખરો બદલો-ખરૂં ઇનામ છે. **इतिशिवम्** ।

## બાળકોના માતાપિતાને—

### બટુકવીર એટલે શું ?

તમે બાલવીર વિષે તો સાંભળ્યું છે ને ? ઠીક ત્યારે બટુકવૃંદ એ વીરસંસ્થાની પ્રારંભિક શાખા છે, અને તમારા બાળકે બટુકવીર શામાટે થવું તેને માટેનાં આઠ સુંદર કારણો આ રહ્યાં.

૧ **બટુકવિદ્યા ( કબીંગ ) એ બાળકની ફુરસદનો વખત રસિક ઉદ્યમથી ભરી દે છે.** અને એની ન થાકે એવી અવિરત શક્તિને સારા ઉદ્યમમાં જોડે છે, અને એ બધું સન્મિત્રોના સહવાસમાં, કાર્યમાં, ખંત અને રમતમાં સરળતાએ ત્યાં શીખે છે.

૨ **બટુકવિદ્યા બાળકનું ચારિત્ર્ય ઘડે છે** કારણ કેઃ—આઠથી બાર સુધીની વય એવી અવસ્થા છે કે જે વખતે બાળક વધારેમાં વધારે

સંસ્કારો ગ્રહણ કરી શકે છે, અને એ રીતે સહેલાઇથી સારી સારી ટેવો પાડી શકે છે.

૩ **બટુકવિદ્યા એ સૈનિક એટલે લશ્કરી તાલીમ નથી** કારણ કે:—તાલીમનો મોટો ભાગ રમતો અને વાર્તાઓ દ્વારા આપવામાં આવે છે.

૪ **બટુકવિદ્યા એ બાળકોની સેવાભાવનાને વ્યવહારમાં આચરવાની તક પુરી પાડે છે** કારણ કે:—પોતાની આજુબાજુનાઓની અને તે દ્વારા ઇશ્વરની સેવા કરવાની તક તેને મળે છે. 'જનસેવા એજ પ્રભુસેવા' એ સૂત્ર ધર્મના મૂળ પાયારૂપ છે.

૫ **બટુકવિદ્યા એ બાળકને કળાકુશળ બનાવે છે** કારણ કે:—તેને ગાંઠો વાળતાં, શીવતાં, સંદેશ લઈ જતાં તેમજ અનેક ગૃહોપયોગી કામો કરતાં શીખવાનું હોય છે. પ્રાવિણ્ય મુદ્રકો અને તારકો તેની કુદરતી શક્તિઓને ખીલવવામાં સબળ સાધનરૂપ થઇ પડે છે, અને મોટપણાના કામધંધા માટે તે આ રીતે કેળવણી પામે છે.

૬ **બટુકવિદ્યા બાળકમાં આત્મગૌરવ અને વફાદારીની ભાવના જાગ્રત કરે છે.** કારણ કે:—બટુક પ્રતિજ્ઞા નીચે પ્રમાણે છે:—

હું પ્રતિજ્ઞા લઉં છું કે:—

૧ હું વિશ્વેશ, નરેશ અને દેશ પ્રત્યે વફાદાર રહેવા, બટુકવીર ધર્મનું પાલન કરવા મારાથી બનતું કરીશ.

૨ રોજ કોઇને પણ મદદ કરવા મ્હારાથી બનતું કરીશ.

૭ **બટુકવિદ્યા બાળકમાં આજ્ઞાધીનતા અને સ્વાશ્રય જન્માવે છે.** કારણ કે:—બટુકવીર ધર્મ નીચે પ્રમાણે છે.

૧ બટુકવીર મોટાજીનું કહેવું માને છે.

૨ બટુકવીર સ્વેચ્છાપૂર્વક વર્તન કરતો નથી.

છક્કામાં છ બટુકવીર હોય છે. બટુકવૃંદ 'છક્કા' ( six ) નામની ટૂકડીઓની બનેલી હોય છે. દરેકમાં એક છક્કા નાયક હોય છે અને તે પોતાના ઉપનાયકની સહાયથી પોતાના છક્કાને ઘણીયે તાલીમ આપે છે.

૮ તદુપરાન્ત **તમારો દરેક બાળક બટુકવિદ્યામાં આનંદ પામે છે.** દુનીઆના જુદા જુદા ભાગોમાં થઇને કુલ ૧૫૦,૦૦૦ બટુકવીરો છે. તેમાંના કોઇને પણ દાખલ થવાની કે રહેવાની ફરજ પાડવામાં આવી નથી. જો તમારી જાણમાં આવે કે ૮ થી ૧૨ વર્ષના બાળક આ વૃન્દમાં દાખલ થવા ઇંતેજાર છે તો નજીકના વીર મથકે વા ઉત્તર વિભાગના વીર-

વ્યવસ્થાકાર 'ગુણવંતરામ ભટ્ટ, સ્કાઉટ ઓર્ગેનાઇઝરને ભરૂચ' ને સરનામે જણાવો તો તે તેને પાસેના બટુકવૃંદમાં દાખલ કરાવશે.

તમારો બાળક બટુકવીર થાય ત્યારે યા થઈ ચુકયો હોય તો હવેથી તમે તેના કાર્યમાં રસ લઇને તેને મદદ કરો. તે નિયમિત રીતે બટુકવૃન્દ પ્રવૃત્તિમાં હાજરી આપે છે કે કેમ તે જોઇને બટુક શિક્ષકને મદદ કરો. જ્યારે તે બટુકની અવસ્થામાંથી પસાર થાય ત્યારે તે બાલવીર થાય છે કે કેમ તે વિષે કાળજી રાખીને તમારા બાળકનું કલ્યાણ કરવા માટે આ વીરસંસ્થામાં કેટલી શકયતા અને લાયકાત છે તે દેખાડી આપવાની તક પુરી પાડો.

# બટુકવીરના પ્રાવીણ્યના ચંદ્રકો વિષે

બાળવીર અને બટુકવીરની હીલચાલને કેવળ કોમલપાદને લગતાં કે બીજા પદના ચંદ્રકોના વિષયોમાંજ સમાવી ન દઇએ, તો તેમાં સામેલ થયેલાઓને ઉત્સાહ આપનારૂં અને હિલચાલને લોકોપયોગી કરવાનું બની શકે. કોમલપદ અને પ્રથમ અને બીજા પદોના ચંદ્રકોના વિષયોમાં સમાજ સેવાના અંગો ઉપરાંત વીરોની શકિત ખીલવવાની ભાવનાઓ અને સાધનો છે. પરંતુ તે સાધનો વિશેષ પ્રમાણમાં પ્રાવીણ્યના ચંદ્રકના વિષયોમાં છે. આ ચંદ્રકો મેળવતા પહેલાં બટુકને દ્વિતારક અને બાળવીરને બીજા વર્ગના પદકો મેળવવા પડે છે.

## બટુકવીર માટે પ્રાવીણ્ય ચંદ્રકના (રંગ વાદળી)

### ૧ લા વર્ગના ચંદ્રકો

૧ **સંગ્રાહકનો**:–પોસ્ટની ટીકીટો, વનસ્પતિના પત્રો, પત્થરના કે માટીના નમુનાઓ, ચાંદોની પટીઓ, પોસ્ટકાર્ડો–ચિત્રોવાળા, પીછાંઓ, ઇંડાઓ, ચાંચો વિ. પદ્ધતિસર સ્વચ્છતાથી નામ સાથે રાખવી (–આલ્બમમાં કે કેસમાં) અથવા સાદી નોંધપોથી રાખવી.

### ૨. અવલોકનકારનો

(૧) **પાંચ** દેશી જાનવરો અથવા પક્ષીઓની ખાસિયતો અને હકીકતની માહિતી.

(૨) અથવા **૨૦** દેશી ફુલો અથવા ઝાડો નામ સાથે ઓળખવા, માણસો અને જાનવરો માટેના ઝેરી છોડો જાણવા.

(૩) ફળો અને શાકભાજીને ઉગવાની રૂતુઓનું જ્ઞાન હોવું.
(૪) પગથી, ચિન્હો, કે હોકાયંત્રથી રસ્તો શોધી કહાડવો.
(૫) યાદદાસ્તની કિંમતી રમતનું જ્ઞાન હોવું.

૩. **સિગ્નલરનો**-સીસોટી, વાવટા, ધુમાડા, બત્તી, ઢોલ વિ૦ ની સહાયથી સંદેશની આપ લે કરી જાણવી.

**૨ જા વર્ગના ચંદ્રકો. હસ્તકળાના વિકાસ માટે (રંગ પીળો.)**

૧. **ચિત્રકારઃ**—જાનવર કે માણસ કે પુતળાનું ચિત્ર; લડાઈ, ઇતિહાસ કે બનાવનું ચિત્ર, નિર્જીવ ચીજોનો સમુહ કે કુદરતનો દેખાવ.

અથવા માટી, પ્લેસટીસીન, મીણ વિ૦નો માણસ, જાનવર કે પક્ષીનો પરિક્ષકથી ઓળખાય તેવો ૭ ઈંચથી નાનો નહીં એવો નમુનો.

તેવોજ નમુનો એજ પદાર્થો કે કાર્ડબોર્ડ કે રેતીનો, ખેતર, ગામડું કે લડાયક વહાણનો.

**૨ વણકરઃ**— (૧) ઉનનો પટ્ટો કે રૂમાલ.
(૨) બી વિ૦ મુકવા માટે દોરીની કોથળી.
(૩) કકડા સાંધીને ટેબલ ક્લોથ.
(૪) નેતર કે વાંસના ગુંથણની ચીજ
(૫) ટોપલી બનાવવી.

**૩ સુથારી કામઃ**—

પેટી, ચાંદીની ઘોડી, સ્ટુલ, કાર્ડસ્ટેન્ડ, ચાની ટ્રે એમાંના ગમે તે બે અને એક પસંદગીનું.

સુથારી ઓજારોની સંભાળ અને તેમને દુરસ્ત રાખવાની રીત; નકશીકામ, ચુંગી મુકવાનું, ચપ્પુની પેટી, હાથનો અરીસો, કાગળનો ચપ્પુ, ગજવાના ઘડિયાળનું સ્ટેન્ડ, બ્રેકેટ બેઠક, ગમે તે ત્રણ અને એક પસંદગીનું કે ગમે તે સુથારી કામના લાકડાં ઓળખવાનું જ્ઞાન.

**ત્રીજા વર્ગના સેવાના ચંદ્રકો. (રંગ રાતો)**

**૧ અકસ્માતમાં તાત્કાલિક મદદ કરનારઃ**—

પાટા બાંધવા, અવયવના મોચકાવા ઉપર મોચકાયલી ઘુંટી ઉપર પાટો બાંધવો, ઝોળી (હાથની), નસકોરી ફુટવી, સળગેલાં કપડાં હોલવવાં; દાઝેલાને અને આંખમાં કચરો પડેલાને, લુ લાગેલાને અને ગુંગળાયેલાને તાત્કાલિક મદદ કરવી.

**૨ ભોમિયો:—**

મોટા શહેરનો રસ્તો અને અંતર અને પાસેનાં ગામો અને શહેરોની દિશા અને અંતર. બટુકવીરના દળની જગ્યાથી માપ લેવું.

સભ્યતા અને તાકીદથી અજાણ્યાને રસ્તો સ્પષ્ટ બતાવી અને ટુંકમાં સમજાવી શકવું, સંદેશો કહેવો.

નજદીકનું પોલીસ થાણું, ડૉકટરનું ઘર, દવાઓ વેચનારની દુકાન, હૉસ્પિતાલ, લુહારની ભઠ્ઠી, ભાડાની મોટરનો તબેલો, હૉટલની જગ્યાઓની માહીતી જાણવી; પોતાના દળના ૦। માઇલમાંના ટુંકા રસ્તાઓ જાણવા. આશરે કહી શકવું.

પોતાના ગામના સ્થળોનો ઇતિહાસ જાણવો.

**૩ ઘરની સફાઈ રાખનાર અને કામ કરનાર:—**

ચુલો સાફ કરવો, ફક્ત એંજ દીવાસળીએ ચુલો સળગાવવો. ચા બનાવવી, ઈંડુ સેકવું, બટાકા બાફવા, છોલવા, બાફવા અને શાક રાંધવું, જોડા પોલીશ કરવા, પથારી કરવી, ચિનાઇ વાસણ ધોવાં, અને બીજાં વાસણો સાફ કરવાં. બારીઓ સાફ કરવી, ચપ્પુ અને તાંબા પિત્તળનાં વાસણો સાફ કરવાં.

**૪ થા વર્ગના ચંદ્રકો-તંદુરસ્તીના કામ માટે, (રંગ લીલો.)**

**૧ કસરતકાર:—**

| | |
|---|---|
| **अ** ૮-૧૦ વર્ષના માટે | **ब** ૧૦ થી ૧૨ વર્ષ માટે. |
| ૧૬ સેકન્ડમાં ૮૦ વારની દોટ. | તેટલીજ ૧૪ સેકન્ડમાં. |
| ૨½ ફુટનો હનુમાન કુદકો | ૨' ૮"નો કુદકો. |
| ૬ ફુટનો લાંબો ,, | ૭' ૬" ,, |
| **अ** ૮-૧૦ વર્ષ માટે, | **ब** ૧૦-૧૨ વર્ષ માટે. |
| ૧૦ ફુટ ઉંચુ દોરડું કે વાંસ ચઢી જવું | એજ. |
| ૨૦ વાર દુર ક્રિકેટનો દડો નાંખવો. | ૩૦ વાર. |
| ૧૦ વાર દુરથી ક્રિકેટનો દડો નાંખવો | ૧૫ ,, |

નીચલામાંથી ગમે તે ૧ બાબત કરવી.

(૧) માથા ઉપર ઉભા રહેવું (૨) ગાડાનું પૈડુ ફેરવવું. (૩) "બોક્ષીંગ" મુક્કાબાજીનાં મૂળતત્વો જાણવાં. (૪) કુસ્તી જાણવી. ૩ અને ૪ માં ઉંચા પ્રકારનું જ્ઞાન માગવું નહીં. મૂળતત્વોનું જ્ઞાન અને શક્તિબળ જોવાં.

૨. તરનારઃ—૧૦-૧૨ વર્ષની ઉમરના માટે.

૨૫ વાર સુધી. ૬૦ સેકન્ડ ખારા પાણીમાં અને ૩૦ સેકન્ડ મીઠા પાણીમાં ઉપર રહેવું. પાણીમાં ચટ્ટી કઢાડવી કે હાથ છાતી પર રાખી પીઠ ઉપર ૧૫ ફીટ તરવું, બતકની માફક ઉભા અથવા તરત ખુડકી મારવી કે કેડ ઉપર હાથ રાખી કીનારા કે હોડી પરથી ભુસ્કો મારવો.

૩. ટુકડીનો ખેલાડી.

૭ મેચો રમ્યા બાદ ખેલાડીના ઉત્તમ સ્વભાવવાળો હોવાથી કેપટન અથવા ટુકડીના નાયકની ભલામણ હોવી જોઇએ.



## બટુક હર્ષનાદ (ગ્રાન્ડહાઉલ.)

બટુકવીર-"આ...ચા...ર્ય, (અકેલા) અ ...મે અમારૂં બ...નતું કરશું."

આચાર્ય-'બટુકવીર, તબક, તબક, તબક, તબક.

બટુકવીર-આ...ચા...ર્ય નકકી...અમે, અ બક, અબક, અબક, અબક,

અસલના વખતમાં એક બહાદુર પ્રજા હતી તે જંગલમાં રહે. ત્યાં તેમને બહુજ ખબરદારી રાખવી પડતી. તેમનાં બાળકોને પણ નાનપણથી એ જાતની તાલીમ આપવામાં આવતી. ઘણુંખરૂં તો મોટાંઓનું જોઇનેજ એ શીખી લેતાં, અને બાકીનું ઘણું જાતે, એકલાં શીખવું પડતું. માબાપ અને સગાંવ્હાલાં એટલાં વિચિત્ર-કારણ આપણને આ જમાનામાં વિચિત્ર અને સ્હેજ નિર્દય પણ લાગે. ખરૂં જોતાં તે માયાળુ હતાં—કે બાળકને એકલો મૂકી દે. તેને પહેલાં પતંગીયાં, ભમરા, તીડ અને માખો પકડવાનું સોંપતાં, તમે જાણો છો કે તે પ્રથા જુના કાળમાં આપણા જેવી દયાળુ તથા અહિંસાવાદી ન હતી. પણ તેથી આપણને શું ? આપણે તો સારૂં હોય તો મારૂં કરી લેવું, બીજું છોડી દેવું. હા !, પેલા નાના બટુકને જંગલ ઝાડીમાં શીકારે મોકલે. ત્યાં અમુક પશુ તથા અમુક પક્ષીનેજ પકડવાનું કહે. બોલો હવે, તેને કેટલી સાવધાની રાખવી પડે ? દબાતાં, સંતાતાં જવું પડે, જેથી પોતે પશુ પક્ષીની હીલચાલ જાણી શકે પણ પોતાની કોઈ જાણે નહિ. વળી પશુની પગલી પારખતાં જાણવી પડે. પશુ-પક્ષીનો આકાર, રહેઠાણ સ્વભાવ વગેરે બધું જાતે અનુભવથી જાણી લેવું પડે. નહિતો મરે ભૂખે. આવી કઠણ જીંદગીમાંથી ચપળતાના પાઠ તે શીખતો.

પણ એમાં આપણુને શું ? કેમ ! ઘણુંએ. જો કે આપણે પશુ-પક્ષી મારવાં નથી, તેમનું માંસ ખાવું નથી. છતાં આપણે જંગલમાં મુસાફરીએ જવાનું તો છેજ. હવે આપણે જો પશુ પક્ષી-વિદ્યા શીખીએ નહિ તો જંગલની મુસાફરીમાં જોખમ અને ભયમાં આવી પડીએ. અલબત, આપણુને તો હવે મોટા સ્કાઉટ એ બધી દિશામાં સૂચન કરશે, શીક્ષણ આપશે, પણ જાતખંત અને ચીવટ આપણાંજ ના ! માતા રાંધીને આપે પણ ખાવાનું તો જાત મહેનતથી ના ! બાપ, કપડાં સીવડાવી આપે પણ પહેરવાં તો જાતેજ પડે તેવુંજ બધામાં સમજવું.



જુઓ આ ક્રિડાવર્તુળ. તમે બધા બટુકવીર ભેગા મળો ત્યારે તમારે આસન વર્તુળમાં અડોઅડ બેસી જવું. અને વચમાં શીલાસન પર બેસે તમારા મોટા વીર એટલે કબમાસ્ટર—બટુકશીક્ષક. તેમને તમારે આવકાર તો આપવો જોઇએ ના ! તેની એક સરસ રીત કહું.

તમારે સઘળા બટુકજનોએ તો શીલાસનની ચારે બાજુ આસન વર્તુળપર ગોળાકારમાં ગોઠવાઈ જવું. પછી જ્યારે તમારા નાયક—મોટા ભાઈ—બટુકશિક્ષક શીલાસનપર બીરાજે કે તમારે માનમાં નાના વરૂ-વરૂનાં બચ્ચાંની માફક, મુખ આકાશ તરફ ઉંચાં ધરવાં, અને બે એડી અડોઅડ રાખી પગના પંઝાને જમીનપર અને બે ધુંટણને બાજુપર સહેજ પહોળા રાખ્યા હોય તેની વચમાં તમારા બેઉ હાથને જમીનપર ટેકવવા! જાણે કે વરૂનું નાનું બાળ બેઠું બેઠું આકાશ તરફ ભાળીને બૂમ પાડે છે. જેવા તમારા મોટાભાઈ—બટૂકશિક્ષકને તમારા મંડળમાં આવતા જુઓ કે એકદમ દોડી જઇને ગોળ બેસી જવું. નહિ કે આસ્તે કદમ ધીમે પગલે ચાલીને. તમારે બટુકને તો હંમેશાં દોડવાનુંજ હોય; ચાલવાનું નહિ. ત્યારેજ ખરા બટુક થવાય પછી ઉપર કહ્યું તેમ મુખ ઉંચે, હાથ બે પગ અને ધુંટણ વચ્ચે જમીનપર રાખીને આવકાર—સ્વાગતનાં વચન બોલવાં. શું બોલશો? સામાન્ય રીવાજ પ્રમાણે, "પધારો, સાહેબ,ભલે પધારો," એમ કે? ના, ના, તમને તે શોભે નહિ તમારે તો તેમને પ્રતિજ્ઞાના રૂપમાં સ્વાગત કરવાનું કે, "એ.....કેલા, (એટલે હે મોટા ભાઇ.) અ......મે, અમા......રૂં બ......નતું ધ્યાનમાં કરશું." રાખવું કે 'કરશું,' શબ્દ જોરથી અને ઝડપથી બોલવો. અને 'કરશું' ઉચ્ચારતાંની સાથેજ તમારે એકદમ એકી સાથે ચપળતાથી ઉભા થઇ જવું અને ચપળતાથી તમારા બેઉ હાથને કાનથી, આગળ ઉંચે કપાળની બાજુપર,

અંગુઠા પાસેના બે આંગળી ઉંચી સીધી ધરીને, બીજી બધી વાળેલી રાખીને, જાણે કે વરૂના બે કાન હોય એમ ધરી રાખવા. આનું નામ **સલામ.** બેઉ હાથે સલામ કેમ, તે સમજ્યા ? સાધારણ છોકરો તો એકજ હાથે કર્યું કરે. તમે તમારા બેઉ હાથે બધા બળથી કર્યું કરશો, એમ કહો છો. એટલું થયા પછી તમારો વડો બટુક હોય તે (અથવા મોટાભાઈ) મોટા અવાજથી કહેશે "બટુકવીર, તબક, તબક, તબક, તબક," આ ૪ થું 'તબક' સાંભળતાંજ તમો દરેક પોતપોતાના હાથ એકદમ સફાઈથી નીચે બાજુપર સીધો નાખીને, માત્ર જમણા હાથની સલામ કાયમ રાખીને તેટલાજ અવાજથી ઉત્તર આપો છો કે " આચાર્ય, નહિ અમે, અબક, અબક, અબક, અબક." તમે 'અબક' અને 'તબક' માં સમજી ગયા હશો, 'અમે બનતું કરશું તમે બનતું કરો' એવાં વાક્યોની સંજ્ઞા છે.

હવે ચોથું 'અબક' બોલતાની સાથે જમણો હાથ પણ નીચે ચપળતાથી નાંખી દેવો ને તદ્દન ખબરદારીથી ઉભા રહેવું. પછી તમારા 'મોટાભાઈ' જે કહે તે કરવા તત્પર રહેવું. ચાલો, ત્યારે મેં કર્યું તેનું ફરીથી પુનરાવર્તન કરી જાઓ. કેટલું સરસ લાગે છે ?



મુદ્રક:-ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયક.

શ્રી "અનાવિલ બંધુ" પ્રીન્ટીંગ પ્રેસ, બરાનપુરી ભાગળ, ભાજીવાળી પોળ, સુરત.

પ્રકાશક:-બોમ્બે પ્રોવીન્શીઅલ સ્કાઉટ હેડ ક્વૉટર્સ-મુંબાઇ તરફથી

ઉત્તર વિભાગના સ્કાઉટ ઑર્ગેનાઈઝર-ગુણવંતરામ ભટ્ટ, વીર કાર્યાલય-ભરૂચ.

